ધોરણ ચોથાના વિદ્યાર્થીઓને ઉપયોગી.

# ભરતખંડની ટુંકી ભૂગોળ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

ભવાનીશંકર વિ. મોરારજી



શેઠ. ગોકળદાસ તેજપાળ કચ્છનળીઆ
સ્કુલના મેહેતાજી.

અમદાવાદ
પાનકોરને નાકે ધાંચાની વાડીમાં
" ઍંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટીંગ પ્રેસમાં "
નથુભાઈ રતનચંદ મારફતિયાએ છાપી.



કિંમત આના બે અથવા કોરી ૦।।

# પ્રસ્તાવના.

આ ભૂગોળમાં ચોથા ધોરણના વિદ્યાર્થીઓને જેટથી બાબત અવશ્ય મોઢે કરવી જોઈએ. તેટલી પ્રકરણ ત્રણમાં ગોઠવી છે. ને છેવટ નકશાનું જ્ઞાન બરોબર થવા સારૂં છૂટ છૂટ શેહેરો નદીઓ, પર્વતો, સરોવરો, વગેરેની ટીપ આપી છે. માટે તે ઘણી ઉપયોગની થાશે એવે ઈરાદે મેં છપાવી બહાર પાડી છે.

આ ચોપડીમાં કાંય પણ દોષ કે ખામી કોઈ પણ શિક્ષક અથવા વાંચનારના જોવામાં આવે તે મેહેરબાની કરી અમને સૂચના આપના આપશે તો બીજી આવૃતિ વખતે તે વિષે ધ્યાન રાખવામાં આવશે.

**પેહેલા પ્રકરણમાં**—કુદરતીભાગનું વર્ણન તથાં પેદાસ વગેરે છે.

**બીજા પ્રકરણાં**—રાજકીય વિભાગનું વર્ણન છે.

**ત્રીજા પ્ર કરણમાં**—મુખ્ય ડુંગરો, સરોવર, બંદરો, નદીઓ, તે પરનાં શેહેરો, તેની સાખા તથા ફાટાઓ, વગેરે બાબત છે. તથા નકશાનો પકકો મહાવરો સેહેલાઈથી થઈ શકે એવી એક ટીપ આપી છે.

કર્ત્તા.

**ભવાની શંકર મુરારજી મેહેતા.**

## પૃથ્વીના આકાર વિષે.

પૃથ્વીનો આકાર ગોળ છે તેની સાબીઓ નીચે પ્રમાણે.

૧. જે લોકો વહાણમાં બેસી પૃથ્વીની પ્રદક્ષિણા કરે છે, તેઓ જે ઠેકાણેથી નીકળ્યા હોય તે ઠેકાણે દિશા ફેરવ્યા વગર પાછા આવે છે.

૨. આપણે જેગ જેમ વિષુવવૃત્તથી ઉત્તર તરફ જતાં જઈએ તેમ તેમ ધ્રુવ ઉંચો દેખાતો જાય છે.

૩. જ્યારે ચંદ્ર ગૃહણ થાય છે. ત્યારે ચંદ્ર ઉપર જે પૃથ્વીની છાયા પડે છે તે ગોળ હોય છે.

૪. પૂર્વ ભણીના દેશો કરતાં પશ્ચિમ ભણીના દેશોમાં સૂરજ મોડો ઉગે છે.

૫. કોઈ ડુંગરથી જેમ જેમ આપણે વેગળે જઈએ છીએ તેમ તેમ પ્રથમ તે નીચેનો ભાગ પછી વચલો ને છેવટ ઉપરનો ભાગ દેખાતો બંધ થાય છે.

વગેરે અનેક કારણોથી સિદ્ધ થાય છે કે પૃથ્વી ગોળ છે.

પૃથ્વીના ચાર ભાગ કરીએ તો લગભગ ત્રણ ભાગમાં પાણી ને એક ભાગમાં કોરી જમીન છે.

કોરી જમીતના ચાર ભાગ પાડેલા છે. ને તે દરેકને ખંડ કહે છે. તેમનાં નામ ૧ એશિઆ ૨ આફ્રિકા ૩ યુરોપ ૪ અમેરિકા; એ શિવાય એશિયા ખંડની દક્ષિણમાં આસ્ટ્રેલિઆ કરીને બેટ છે. તે બેટ તથા પેલા ત્રણ ખંડ પૂર્વ ગોળાર્ધમાં છે. તેને જુની દુનિઆ કહે છે.

અને ચોથો અમેરિકા પશ્ચિમ ગોળાર્ધમાં છે. તેને નવી દુનિઆ કહે છે, કેમકે તે ઈ. સ. ૧૪૯૨ માં કોલંબસ નામના વહાણવટીએ શોધી કાઢ્યો છે.

પાણીના પાંચ ભાગ કર્યા છે તે દરેકને મહાસાગર કહે છે. તેમના નામ. ૧ ઉત્તર મહાસાગર ૨ દક્ષિણ મહાસાગર ૩ પ પાસિફિક મહાસાગર ૪ આત્લાંટિક મહાસાગર ૫ હિંદી મહાસાગર.

## દિશાઓ વિષે.

**દિશાઓ ચાર છે.** ૧ પૂર્વ ૨ પશ્ચિમ ૩ ઉત્તર ૪ દક્ષિણ સવારે જે તરફ સૂરજ ઉગે છે તે **પૂર્વ દિશા** સાંજે જે તરફ સૂરજ આથમે છે તે **પશ્ચિમ દિશા.** પૂર્વ તરફ મોઢું રાખી આપણે ઉભા રહીએ તો જે તરફ આપણો ડાબો હાથ આવે તે **ઉત્તર દિશા.** ને જે તરફ આપણો જમણો હાથ આવે તે **દક્ષિણ દિશા** જાણવી.

**નકશાની દિશાઓ.** નકશાની ઉપરનો ભાગ તે ઉત્તર દિશા, નીચેનો ભાગ તે દક્ષિણ દિશા, તથા નકશાની સામા ઉભા રહેવાથી જમણા હાથ તરફ પૂર્વ દિશાને ડાબા હાથ તરફ પશ્ચિમ દિશા હોય છે.

**ખૂણા ચાર છે.** ૧ અગ્નિ ૨ નૈરૂત્ય ૩ વાયવ્ય ૪ ઇશાન.

પૂર્વ ને દક્ષિણ વચે તે અગ્નિ.

દક્ષિણ ને પશ્ચિમ વચે નૈરૂત્ય.

પશ્ચિમ ને ઉત્તર વચ્ચે તે વાવ્ય.
ઉત્તર ને પૂર્વ વચ્ચે તે ઈશાન.

## જમીનના ભાગની વ્યાખ્યાઓ.

**ખંડ**—જેમાં ઘણા દેશો આવેલા હોય છે, તે.

**બેટ, દ્વીપ. ટાપુ**,—જેની ચારે બાજુએ પાણી હોય છે તે.

**દ્વીપકલ્પ**—જેની ત્રણ બાજુ એ પાણી ને એક બાજુએ કોરી જમીન હોય છે તે.

**સંયોગીભૂમી**—જમીનના બે મોટા ભાગની વચમાં જમીનનો સાંકડો ભાગ આવી ગયો હોય તે.

**ભશિર, ભુશલાકા, કેપ**,—જમીનની અણી દરીઆમાં ગએલી હોય તે.

**ડુંગર, પહાડ**—જમીનપર ઉંચો થઈ ગએલો પથરનો ટેકરો-

**પર્વત**—ઘણા ડુંગરની હાર હોય તે.

**ખીણ**—ડુંગર કે પર્વતો વચેનો નીચો પ્રદેશ હોય તે.

## પાણીના ભાગોની વ્યાખ્યા.

**માહાગસાર**—પૃથ્વીપરના તમામ ખારા પાણીના પાંચ ભાગ કર્યા છે તે.

**સમુદ્ર, સાગર, દરિઓ**,—મહાસાગરથી નાનો એજ ખારા પાણીનો ભાગ.

**અખાત**—સમુદ્રનો જે ભાગ જમીનપર લાંબો ગયો હોય તે.

**ઉપસાગર**—પોહોળો અખાત.

**સામુદ્રધુની**—પાણીના બે મોટા ભાગ વચે આવેલો સાંકડો થોડો પાણીનો ભાગ હોય છે તે.

**સરોવર, તળાવ**—ચારે તરફ જમીન ને વચમાં પાણી હોય તે.

**નદિ**—ડુંગર અથવા સરોવરમાંથી નીકળી સમુદ્રમાં જતું હોય એવું વેહેતું પાણી.

**નદીનું મૂળ**—જ્યાંથી કદી નીકળતી હોય તે.

**નદીનું મુખ**—જ્યાં નદિ સમુદ્રને મળતી હોય તે.

**બંદર**—નદી અવથા દરિઆ કાંઠે હોય ને જ્યાં વહાણો આવે જાય એવું ગામ.

**સંગમ**—બે નદી અથવા સમુદ્રને નદિ જ્યાં ભેગાં થાય તે જગા.

રણ—મીઠું પાણી, તથા ઝાડ વગરનું મેદાન.



ધોરણ ચોથાના વિદ્યાર્થીઓને ઉપયોગી.

# भरतखंडनी भूगोळ विद्या.

## પ્રકરણ ૧ લું.

આખી પૃથ્વી ઉપર ચાર ખંડ છે. ૧ एशिआ. ૨ युरोप ૩ आफ्रिका અને ૪ अमेरिका. તેમાં એશિઆ ખંડની દક્ષિણે ત્રણ મોટા દ્વીપકલ્પોછે. ૧ भरतखंड ૨ अरबस्तान અને ૩ हिंदीचीन. તેમાં આપણો દેશ ભરતખંડ છે. માટે તેનુંજ વર્ણન અહીં કીધું છે.

**सीमा—ઊત્તર** ભરતખંડ અને તાતારની વચ્ચે હિંદુકુશ અને કારાકોરમ પર્વત છે. તથા ભરતખંડ અને ટિબેટની વચ્ચે હિમાલય પર્વત છે. એ પર્વત આખી દુનિઆમાં સર્વથી ઊંચો છે તથા તેનાં શિખરો સદા બરફથી ઢંકાયલા રહે છે. **પશ્ચિમે** ભરતખંડ અને અફગાનિસ્તાનની વચ્ચે સુલેમાન પર્વત, તથા ભરતખંડ અને બલુચિસ્તાનની વચ્ચે હાલા પર્વત છે. **નૈરૂત્ય ખૂણમાં** અરબી સમુદ્ર છે અને **દક્ષિણે** હિંદીમહાસાગર છે. **અગ્નિ ખૂણમાં** હિંદીમહાસાગર તથા બંગાળી સમુદ્ર અને **પૂર્વે** ભરતખંડ અને બ્રહ્મદેશની વચ્ચે ડુંગરા છે.

**विस्तार** ભરતખંડનું ક્ષેત્રફળ ૧૫, ૮૨, ૧૨૦ ચોરસ માઈલ છે. ને તે કાશ્મીરની ઉત્તરેથી તે કન્યાકુમારી

સુધી ૧૫૦૦ માઈલ લાંબો તથા પશ્ચિમે સિંધથી ને પૂર્વે આસામ સુધી ૧૮૦૦ માઈલ પોહોળો છે.

વસ્તી—ભરતખંડમાં ૨૫૫૦૦૦૦૦૦ સાડા પચીશ કરોડ માણુસની વસ્તી છે.

कुदरती विभाग—બે છે. १ हिंदुस्तान અને २ दक्षिण. એ બંને ભાગની વચ્ચે વિંધ્યાચળ પર્વત, તથા નર્મદા નદી આવેલાં છે.

हिंदुस्तानना कुदरती भाग छ छे તેનાં નામ.

**૧ હિમાલયની તળેટીનો ઢળતો પ્રદેશ. ૨ સિંધુનો પ્રદેશ. ૩ રેતીનું રણ. ૪ મધ્ય હિંદુસ્તાનનો તથા થોડો રજપૂતનાનો ઉંચો પ્રદેશ. ૫ ગંગાનો પ્રદેશ. ૬ બ્રહ્મપુત્રનો પ્રદેશ.**

**૧ હિમાલયની તળેટીનો ઢળતો પ્રદેશ.** એ પ્રદેશની ઉત્તરે હિમાલય તથા દક્ષિણે શિવાલિક વગેરે પહાડ છે. તેમાં કાશ્મીર. નેપાળ, ને ભૂતાન વગેરે દેશી રાજ્યો તથા વાવ્યપ્રાંતનો ઉત્તર ભાગ આવેલાં છે. ને તેમાં ઓછા સુધરેલા પહાડી લોક વસે છે.

**સિંધુનો પ્રદેશ**—પંજાબનો પશ્ચિમ ભાગ તથા આખો સિંધપ્રાંત આવેલો છે. તેમાં સૌથી મોટી નદી સિંધુ છે. તેને અટક આગળ કાબુલ ને મિટન કોટ આગળ જેલમ, બીયા, રાવી, ચીનાબ, અને સતલજનાં એકઠાં થએલાં જળ ભેગાં થાય છે.

૩ **રેતીનું રણ**—એની ઉત્તરે સતલજ અને પૂર્વે અ-રવલી ડુંગર છે. એ ડુંગરના દક્ષિણ ભાગનું નામ આબુ પર્વત છે તે ઘણો સુશોભિત છે. દક્ષિણે કચ્છનું રણ ને પશ્ચિમે સિંધપ્રાંત છે. જેસલમેરનું રાજ એ રણમાં

૪ **મધ્ય હિંદુસ્તાનનો અને થોડો રજપૂતા-નાનો ઉંચો પ્રદેશ**—એમાં ઉદેપૂર, ભરતપૂર, અજ-મેર, જેપૂર, માળવા, બૂદેલખંડ, તથા હોલ્કરનું, સિંધી-આનું, ભોપાલનું, રેવાનું, વગેરે રાજ આવ્યાં છે. તથા તેમાં ચંબલ, સિંધ, અને બતવાનામે નદીઓ છે. તે જ-મનાને મળે છે.

૫ **ગંગાનો પ્રદેશ**—એમાં પંજાબનો પૂર્વ ભાગ, ઘણો ખરો વાયવ્યપ્રાંત અને અયોધ્યા તથા બહાર પ્રાંત આવેલાં છે.

૬ **બ્રહ્મપુત્રનો પ્રદેશ**—એમાં આસામ, તથા બં-ગાળાનો ઘણોખરો ભાગ આવેલો છે.; ને ચિત્તાગોંગ, ટિ-પરાહ, ખાસી, અને ગારો વગેરે ડુંગરા છે.

दक्षिणना कुदरती भाग ચાર છે.

**૧ નર્મદાનો પ્રદેશ. ૨ શુદ્ધ દક્ષિણ. ૩ પૂર્વ કાંઠાના નીચાણનો પ્રદેશ. ૪ પશ્ચિમ કિનારાનો નીચાણનો પ્રદેશ.**

૧ **નર્મદાનો પ્રદેશ**—એમાં વિંધ્યાચળ અને સા-તપૂડા વચ્ચેની તમામ ખીણનો પ્રદેશ આવેલો છે.

**શુદ્ધ દક્ષિણ**—એની ઉત્તરે સાતપૂડા પૂર્વે પૂર્વઘાટ,

દક્ષિણે નીલગીરી, તથા પાલની વગેરે ડુંગરા, ને પશ્ચિમે પશ્ચિમઘાટ આવેલો છે. ને તેમાં ગોદાવરી, કૃષ્ણા, કાવેરી, પનેર, પન્નાર, પુલાર, વગેરે નદીઓ છે.

**૩ પૂર્વ કાંઠાનો નીચાણનો પ્રદેશ**—એ પૂર્વ ઘાટ તથા સમુદ્ર વચ્ચેનો ઉત્તર દક્ષિણ લાંબો મુલક છે.

**પશ્ચિમ કિનારાનો નીચાણનો પ્રદેશ**—એ સહ્યાદ્રિ તથા સમુદ્ર વચ્ચેનો ઉત્તર દક્ષિણ લાંબો મુલક છે.

**मुख्य बाबत**—પૂર્વ ઘાટને પશ્ચિમ ઘાટ નીલગીરીમાં જોડાઈ જાય છે. ને ત્યાંથી દક્ષિણે કન્યાકુમારીસુધી પાલની વગેરે ડુંગરો છે. પશ્ચિમઘાટનું બીજું નામ સહ્યાદ્રિ છે. દક્ષિણ દેશના પશ્ચિમ ભાગમાં મલબાર કરીને એક પ્રાંત છે. તેપરથી તે કાંઠો પણ મલબાર કિનારો કેહેવાય છે. ને દક્ષિણ દેશના પૂર્વ જૂનાં શેહેરનું નામ કોરોમાંડલ છે તેથી તે કાંઠાનું નામ પણ કોરોમંડલ કિનારો કેહેવાય છે. એ પૂર્વ કાંઠાંના દરિઆમાં મોતી નીપજે છે. તે આખી દુનિઆમાં ઉંચી જાતનાં ગણાય છે. એ સિવાય બીજાં હલકી જાતનાં મોતી કચ્છના અખાતમાં જામનગર પાસેના દરિઆમાંથી પણ નીકળે છે.

**मुख्य बेट के द्वीप**—૧ સિંહલદ્વીપ (લંકા), ૨ લક્ષદ્વીપ, ૩ માલદ્વીપ, ૪ નીકોબાર ૫ આંદામાન (એમાં ગુન્હેગારને કાળે પાણીએ કાઢે છે.) ૬ મનાર, ૭ રામેશ્વર, ૮ રામરી, ૯ ચેડુબા, ૧૦ સંડોવે, ૧૧ સાહપૂરી, ૧૨

સાષ્ટી, ૧૩ વસઈ, ૧૪ ધારાપૂરી, ૧૫ કરંજે, ૧૬ મરગ્ની બેટોનું ટોળું વગેરાં.

मुख्य सरोवरो--૧ બુલર ૨ સાંભર ૩ ચિલકા ૪ કોલર ૫ પુલિકાટ ૬ લુનાર ૭ મંચર ૮ ઢેબર એ ચપામાં છેલ્લુ ઢેબર મીઠુ છે.

मुख्य अखात--૧ કચ્છનો ૨ ખંભાતનો ૩ મનારનો ૪ બાલાસોરનો ૫ માર્ટાબાનનું.

मुख्य उपसागर—૧ બંગાળાનો.

मुख्य भूशिरो—૧ દ્વારિકાં (જગત પોઈંટ) ૨ દીવ ૩ રામસ ૪ કન્યાકુમારી ૫ પાલમયરા ૬ નેગ્રાઈલ ૭ માજ (કરાચી પાસે) વગેરે. એ શિવાય પોઈંટડીગાલ, અને પોઈંટ પેંદ્રો વગેરે લંકામાં છે.

मुख्य द्वीपकल्पो—૧ આખો દેશ તથા ૨ દક્ષિણ ને ૩ કાઠીઆવાડ.

मुख्य सामुद्रधुनी—૧ પાકની તથા ૨ મનારની.

मुख्य खनीज--લોઢું ત્રાંબુ, સૂરોખાર, હીરા, સોનું વગેરે ઘણે ઠેકાણે છે. એ શિવાય બંગાળા, અને મધ્યપ્રાંતમાં કોયલાની ખાણો, પંજાબ અને રજપૂતાનામાં મીઠું અને બૂંદેલખંડ નથા પંજાબ વગેરેમાં સોનું નીકળે છે.

मुख्य खोराक હિંદુસ્તાનના લોકોનો મુખ્ય ખોરાક ઘઉં, દક્ષિણના લોકોનો બાજરી તથા જુવાર ને બંગાળા ત-

થા બહાર વગેરેના લોકોનો ચોખા છે. તે સિવાય ગરીબ લોકો રાગી, બંટી, વગેરે ઘણાં હલકી જાતનાં ધાન્ય વાપરે છે.

**મુખ્ય પેદાશ** અનેક જાતનાં ધાન્ય તથા શાક, કઠોળ, કંદમૂળો, તે જાતનાનાં ઝાડો, ઈમારતી લાકડાંનાં ઝાડો, મેવાનાં ઝાડો, રંગનાં ઝાડો, ફુલનાં ઝાડો, ઔષધનાં ઝાડો, અફીણ, ચા, ખુન, તાડ, વગેરે થાય છે.

ઇતિ.

---

## પ્રકરણ ૨ જું.

ભરતખંડના સેન સાહ કેશરે હિંદની રાજ ગાદી યુરોપ ખંડના ઈંગ્લાંડ દેશમાં લંડન શેહેરમાં છે. ( હાલનાં સેનસાહ મહારાણી વિકટોરીઆ છે. ) તેમણે ઠેરાવેલો અધિકારી આ મોટા મુલકપર સત્તા ચલાવે છે. ને તે **વાઇસરાય, રાજ પ્રતિનિધિ કે ગવરનર જનરલ** કહેવાય છે. ને તે કલકત્તામાં રહે છે. ને ઉનાળામાં હિમાલયમાં સીમલા કરી સ્થળ છે, ત્યાં હવા લેવા જાય છે. તેને મદદ કરવા સારૂ સરકારે બે કાઉન્સિલ ( કારભારીની મંડળી ) ઠેરાવી છે તેમાંથી એક તેને કાયદા કરવામાં ને બીજી અમલ કરવામાં મદદ કરે છે. તેના હાથ નીચે મુંબઈ, અને મદ્રાસના ગવરનરો, તથા પંજાબ, વાયવ્ય પ્રાંત, અને બંગાળાના લેફ્ટેનેન્ટ ગવરનરો, તથા ભરત ખંડની માંહે અ-

ને બહાર એક લંકા બેટ બાદ કરતાં જ્યાં જ્યાં અંગ્રેજ સરકારનું તથા તેમના ખંડીઆ રાજાઓનું રાજ છે, ત્યાં ના કમીસ્નરો, રેસિડન્ટો તથા પોલિટિકલ એજન્ટો છે.

લંકામાં પણ અંગ્રેજ સરકારનું રાજ છે પણ ત્યાં જુદો ગવરનર આવે છે ને તે વાઈસરાયના તાબામાં નથી.

એ ભરતખંડના राज्यकीविभाग ૧૪ છે તે નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| ૧ મુંબઈ ઈલાકો. | ૨ મદ્રાસ ઈલાકો. |
| ૩ મ્હૈસૂર અને કુર્ગનાં સંસ્થાન | ૪ વરાડ સહિત હૈદ્રાબાદ સંસ્થાન. |
| ૫ મધ્ય પ્રાંત. | ૬ મધ્ય હિંદ એજન્સીનાં સંસ્થાનો. |
| ૭ રજપૂત સંસ્થાનો. | ૮ પંજાબ પ્રાંત. |
| ૯ વાવ્ય પ્રાંત | ૧૦ અયોધ્યા પ્રાંત. |
| ૧૧ બંગાળા પ્રાંત. | ૧૨ આશામનો મૂલક. |
| ૧૩ નેપાળ ભૂતાન અને બીજાં સ્વતંત્ર પહાડી દેશી સંસ્થાનો. | ૧૪ ભરતખંડ માંહેલા પોર્તુગીઝ અને ફ્રેન્ચ લોકોનાં સ્વતંત્ર પરદેશી સંસ્થનો. |



# मुंबई इलाको.

એના પાંચ ભાગ કર્યા છે ૧ સિંધ ૨ કચ્છ ૩ ગૂજરાત ૪ મહારાષ્ટ ૫ દક્ષિણ મહારાષ્ટ અને ઉત્તર કાનડા.

**સિંધ મુખ્ય શેહેર હૈદ્રાબાદ**

| તાલુકા— | મુખ્ય શેહેરો. |
|---|---|
| ૧ સિંધનો ઉપલો સરહદનો મુલક. | જેકબાબાદ. |
| ૨ શિકારપુર જીલ્લો. | શિકારપુર. |
| ૩ હૈદ્રાબાદ ॥ | હૈદ્રાબાદ. |
| ૪ કરાંચી ॥ | કરાંચી. |
| ૫ થરપારકર. ॥ | ઉમરકોટ. |
| ૬ ખૈરપૂર. ॥ | ખૈરપૂર. |

**કચ્છ** રાજધાની ભૂજ.

| | |
|---|---|
| ૧ રાયર તાલુકો. | રાયર. |
| ૨ ભચાઉ ॥ | ભચાઉ. |
| ૨ અંજાર. ॥ | અંજાર. |
| ૪ ભૂજ. ॥ | ભૂજ. |
| ૫ મુંદ્રા ॥ | મુંદ્રા. |
| ૬ માંડવી. ॥ | માંડવી. |
| અખડાસા. ॥ | બીદા તથા જખૌ |
| ૮ લખપત ॥ | લખપત. |

| | |
|---|---|
| **૩ ગુજરાત રાજધાની અમદાવાદ** | **૫. દક્ષિણ.** |
| ૧ સૂરતજિલ્લો...સૂરત | ૧ ખાનદેશજિલ્લો......ધુળીઆ |

૨ ભરૂચ... ...ભરૂચ

૩ ખેડા.........ખેડા

૪ પંચમહાલ...ગોધરા અને દાહોદ.

૫ અમદાવાદ. અમદાવાદ

૬ કાઠિઆવાડ એજન્સિ રાજકોટ.

૭ પાલણપુર....પાલણપૂર અને ડીશા.

૮ મહીકાંઠા.....સાદરા અને ઈડર.

૯ રેવાકાંઠા.....નાંદોદ, બારીઆ અને લુણાવાડા.

૧૦ ગાયકવાડનો મૂલક વડોદરા.

૧૧ ખંભાતસંસ્થાન...ખંભાત.

૧૨ પંચમહાલ એજન્સિ...નારૂકોટ.

૧૩ સૂરત એજન્સિ...વાંસદા ધરમપૂર અને સચીન.

૨ ખાનદેશ એજન્સિ

૩ નાશકજિલ્લો.........નાશક.

૪ પેંઠ સંસ્થાન..........પેંઠ.

૫ અહમદનગરજિલ્લો...અહમદનગર.

૬ પુણાજિલ્લો...........પુણા

૭ સતારાજિલ્લો......સતારા.

૮ સતારાજાગીર...ભોર, ફલટન, ઔઘ, જત,

૯ સોલાપુરજિલ્લો......સોલાપુર.

૧૦ અકલકોટસંસ્થાન. અકલકોટ.

**૪ મહારાષ્ટ્ર** એના બે ભાગ કર્યા છે.

**૧ કોકણ. ૨ દક્ષિણ.**

**अ. કોકણ.**

૧ થાણાજિલ્લો થાણા.

૨ જવારસંસ્થાન...જવાર.

૩ કોલાબાજિલ્લો...અલીબાગ.

૪ જંજીરાસંસ્થાન...જંજીરા.

૫ રત્નાગીરીજીલ્લો...રત્નાગીરી.

૬ સાંવતવાડીસંસ્થાન...સાંવતવાડી.

**૫ દક્ષિણ મહારાષ્ટ્ર અને ઉત્તરકાનડા.**

૧ કલાદગીજિલ્લો...કલાદગી.

૨ બેલગામજિલ્લો...બેલગામ.

૩ કોલાપુરસંસ્થાન...કોલાપુર.

૪ દક્ષિણ મરાઠા જાગીર...સાંગલી, જમખાંડી મીરજ, કુરંદવાડ, ભૂદોળ અને રામદુર્ગ.

૫ ધારવાડજિલ્લો...ધારવાડ.

૬ સાવનૂરસંસ્થાન...સાવનૂર.

૭ ઉત્તરકાનડા જિલ્લો...કારવાડ.

## मद्रास इलाको.

એના ત્રણ ભાગ કર્યા છે. **૧ ઉત્તરસરકાર ૨ કર્ણાટક, ૩ મલબાર.**

**મુખ્ય શેહેરો**—મદ્રાસ, મચ્છલીપટ્ટન, રાજમંદ્રી, ત્રીચીનોપલ્લી, કાંચીવરમ, અર્કાટ, સેલમ, મધુરા, બલારી, કડપા, અધ્વની, કર્નુલ, નેલુર, તંજાવર, કોઈંબિતૂર, વિજયનગર, વગેરે.

**મુખ્ય નદીઓ**—ગોદાવરી, કૃષ્ણા, કાવેરી, પનેર, પુલાર વીગેરે.

**મુખ્ય દેશીરાજ**—૧ ત્રાવણકોર (એનું મુખ્ય શેહેર ત્રિવેંદર છે-) ૨ કોચી. એ બને રાજમાં સરોવરો ઘણાં છે.

## ૨ म्हैसूर અને कुर्ग संस्थानो.

**મ્હેરસૂર પ્રાંત**—ઈ. સ. ૧૭૯૯ માં ટીપુને મારી અંગ્રેજે જીતી લીધો. ને જે અસલ હકદાર રાંજ્ને પાસેથી ટીપુના બાપે છીનવી લીધો હતો, તેના વારસને ફરી સોંપ્યો છે.

**મુખ્ય શેહેરો**—મ્હૈસૂર, શ્રીરંગપટ્ઠન, બેડનુર, બેંગલૂર, હરીહર વીગેરે.

**મુખ્ય નદીઓ**—કાવેરી, તુંગ, ભદ્રા, (એ બે નદીઓ સીમોગા આગળ એકઠી થઈ તુંગભદ્રા કહેવાય છે. પન્નેર, પન્નાર, પુલ્લાર, વગેરે.

**કુર્ગ**—એની રાજધાની મર્કારા. એ અંગ્રેજ સરકારને તાબે છે.

## वराड साहित हैद्राबाद.

એ દેશી સંસ્થાન છે. ત્યાંનો હાકેમ નીઝામ કહેવાય છે.) એણે વરાડપ્રાંત હાલે અંગ્રેજ સરકારને સોંપ્યો છે.

**મુખ્ય શેહેર**—હૈદ્રાબાદ, એ રાજધાની મુસી નદીને છેઠે ., ઔરંગાબાદ, દૌલતાબાદ, જાલનાં, બેદર, ગોવલકંડનાં દેડ, નિર્મળ, ઈલોરા, વગેરે.

## ૫ मध्यप्रांतो.

**સીમા**- ઉત્તરે બુંદેલ ખંડ અને વાયવ્ય પ્રાંતો. પ-

શ્ચિમે ભોપાલ, ઈંદૂર, બીજાં દેશી રાજ્યો, અને ખાનદેશ, દક્ષિણે વરાડ અને નીઝામનું રાજ તથા પૂર્વે મદ્રાસ ઈલાકો અને બંગાળા પ્રાંત છે.

**મુખ્ય શેહેરો**—નાગપૂર, કાંપટી, સાગર, દમોહ, જબલપૂર, રાયપૂર. ( છતી સગઢમાં), ચંદા, બુરાનપૂર, આશીરગઢ, સંબલપૂર, વગેરે.

## ६ मध्याहिंद एजन्सि.

એના બે ભાગ કર્યા છે. ૧ પૂર્વ ભાગ, તથા ૨ પશ્ચિમ ભાગ, એ બંને ભાગોની વચ્ચે વાયવ્ય પ્રાંતની સાંકડી પટ્ટી આવેલી છે.

**પૂર્વ ભાગમા**—૧૦ ગ્વાલીયરનું રાજ મુખ્ય શેહેર ગ્વાલીઅર એસિંધીઆની રાજધાની છે.

૨ પ્રાચીન માળવાનું રાજ મુખ્ય શેહેર ઇંદૂર એ હાલ હોલ્કરની રાજધાની છે. ૨ ઉજયની એ વિક્રમાદિત્યની રાજધાની ક્ષીપ્રા નદીને કાંઠે છે. ૩ ધારાનગરી એ રાજા ભોજની રાજધાંની છે.

**પશ્ચિમભાગ**—૧ બૂદેલખંડ માંહેલાં દેશી રાજ્યો—મુખ્ય શેહેર ભોપાલ.

૨ રેવાનું મોટું રાજ મુખ્ય શેહેર—રેવા.

એથી નાનાં બીજા દરજ્જાનાં. ૨૩ ને તેથી પણ

નાનાં ૪૪ સંસ્થાનો છે. તે બધા પર દેખરેખ રાખવા સારૂ ઇંદૂરમાં ગવરનર જનરલનો એજન્ટ રહે છે.

૭ **रजपुतसंस्थानो**. એમાં અઢાર દેશી સંસ્થાનો છે

**સીમા**—ઉત્તરે સતલજ, દક્ષિણે ગૂજરાત, પશ્ચિમે સિંધ, ને પૂર્વે આગ્રા, ગ્વાલીઅર, તથા ઇંદોર સંસ્થાન છે.

| | | | |
|---|---|---|---|
| ૧ | મેવાડ (ઉદેપૂર) | ૧૦ | અલવડ જાટસંસ્થાન |
| ૨ | મારવાડ (જોધપૂર) | ૧૧ | શિરોહી |
| ૩ | જેપૂર | ૧૨ | ડુંગરપર |
| ૪ | બુંદી | ૧૩ | વાંસવાડા |
| ૫ | વીકાનેર | ૧૪ | પ્રતાપગઢ |
| ૬ | કોટા | ૧૫ | ઝાલાવાડ |
| ૭ | કિરોલી | ૧૬ | ભરતપૂર |
| ૮ | કિસનગઢ | ૧૭ | ધોળપૂર મુસલમાનીસંસ્થાન |
| ૯ | જસલમેર | ૧૮ | ટોંક |

ઉદેપૂરના મહારાજા ભરતખંડમાં સૌથી પ્રાચીન કુળના કહેવાય છે. ને તેઓ રામચંદ્રજીના વંશના સૂર્યવંશી રજપૂત છે.

**જેપુરમાં** મૂલ્યવાન ખાણો છે.

**મુખ્યસરોવર** ૧ સાંભર તથા ૨ ઢેબર

## ૮ पंजाबप्रांत.

પંજ=પાંચ + આબ=પાણી પાંચ નદીઓથી થએલો મુલક. તે બધી નદીઓ હિમાલયમાંથી નીકળે છે, ને સિંધુનદી સાથે મળી અરબી સમુદ્રમાં જાય છે. સિંધુમાં કાળા બાગ સુધી આગબોટો ચાલે છે. સિંધુને જલમ વચે મીઠાના ડુંગરો છે. ને દરેક નદીઓ વચ્ચેનો મુલક દોઆબ કહેવાય છે. જેમકે જલમને ચંબલ વચ્ચેનો જેચ દોઆબ, સિંધુને જલમ વચ્ચેનો સિંધ સાગર દોઆબ વગેરે.

**મુખ્યપર્વત**—કારાકોરમ, હિમાલય, હિંદુકુશ, સાતપૂડા, વગેરે.

**મુખ્યનદી**—સિંધુ, જલબ, બીઆ, રવિ, ચિનાબ સતલજ, કાબુલ, વગેરે.

**મુખ્યશેહેર**—લાહોર, અમૃતસર, મુલતાન, જાલંધર, અંબાલા, ફીરોજપૂર, લુદીઆણા, કાસ્મીર, વગેરે.

**મુખ્યદેશીરાજ**—બધાં દેશીરાજ ૩૬ છે તેમાં મોટાં ૩ છે તે નીચે પ્રમાણે.

૧ કાસ્મીર ૨ ભાવલપૂર ૩ પટીઆલા.

**૧કાશ્મીર**—મુખ્યશેહેર–કાસ્મીર, શ્રીનગર, જામુ, લેહ, વગેરે. ત્યાંનો રાજા મહારાજા કેહેવાય છે. મુખ્યસરોવર—બુલર.

**૨ ભાવલપૂર**—ત્યાં નવાબ રાજ કરે છે.

**૩ પટીઆલા**—એ શીખનાં સંસ્થાનોમાં સરવેથી

મોટું ગણાય છે. ને ત્યાંનો અધિપતિ મહારાજા કેહેવાય છે. એ શિવાય બીજાં શીખનાં સંસ્થાનો, જિંડ, નભા, કપડ-થલા, પ્રરીદકોટ અને કલ્સીઆ છે.

## ૯ वायव्यप्रांतो.

એનો આકાર અર્ધ ચંદ્રના જેવો છે, ને તે અયોધ્યા પ્રાંતને વિંટાયલો છે. એના ત્રણ ભાગ કર્યા છે.

૧ હિમાલયમાં આવેલો પ્રદેશ. (એમાં કમાઉન તથા ગઢવાલ વીગેરે પ્રાંતો છે.) ૨ ગગા અને જમનાની ઉત્તરનો રસાળ પ્રદેશ. ૩ જમનાની દક્ષિણનો પ્રદેશ.

**મુખ્યશેહેરો**—જમનાને કાઠે—મથુરાં, કાલ્પી, આગ્રા ઈટાવા, વગેરે ગંગાને કાઠે—અનુદશેહેર, ફતેહગઢ, કાનપૂર, મિરજાપૂર, કાશી, ગાજીપૂર, વગેરે.

ગંગા જમનાનાં સગમ ઉપર—અલ્હાબાદ (પ્રયાગ.)

**મુખ્યમેદાન**—પાણીપત

**મુખ્યદેશીરાજ**—૧ કાશી, ૨ રામપૂર, ૩ તેહ-રીન, વગેરે.

## १० अयोध्याप्रांत.

**સીમા**—એની ઉત્તરે નેપાળ ને બીજી ત્રણે બાજુએ વાયવ્યપ્રાંત છે.

**મુખ્યનદીઓ**—રામગંગા, સઈ, ગોગ્રા, રાપ્તી, ગો-મતી, વગેરે.

**મુખ્યવિભાગ**—ચાર છે. ૧ ફૈજાબાદ, ૨ સીતાપુર, ૩ લખનોર, ૪ રાયબરેલી.

**મુખ્યશેહેર**—૧ અયોધ્યા, (ગોગ્રાને કાંઠે) ૨ લકનોર (ગોમતીને કાંઠે) એ હાલની રાજધાની, એમાં ચીફ કમીસ્નર રહે છે.) ૩ ફૈજાબાદ ૪ સીતાપુર ૫ રાયબરેલી વગેરે.

એ અયોધ્યામાં પ્રથમ પ્રખ્યાત સૂર્યવંશી રામચંદ્રજી થઇ ગયા છે.

## ૧૧ बंगाळाप्रांत.

**સીમા**—ઉત્તરે નેપાળ, સિક્કીમ, ને આસામપ્રાંત. પૂર્વે—મણીપુરનું દેશીરાજ. દક્ષિણે—બંગાળી ઉપસાગર. ને મદ્રાસ ઈલાકો. પશ્ચિમે—મધ્યપ્રાંત, રેવા, ને વાયવ્યપ્રાંત છે.

**વિભાગ**—૧ શુદ્ધ બંગાળા, ૨ બહાર, ૩ ઓરીશા, ૪ છોટાનાગપૂર.

**મુખ્યપર્વત**—થોડો હિમાલય, રાજમહાલ, અને છોટાનાગપૂર તથા ઓઢીઆના ડુંગરા.

**મુખ્યનદીઓ**—ગંગા, ગોગ્રા, સોન, ગંડકી, કુશી દામોદા, **ભાગીરથી, હુંગલી, બ્રહ્મપુત્ર, સૂરમા, મહાનદી, વૈતરણી, બ્રાહ્મણી, ૩૫ નારાયણ, સુવર્ણરેખા, વગેરે.**

**મુખ્યસરોવર**—ચિલકા.

**મુખ્યશેહેરો**—કલકત્તા, (એ હાલની રાજધાની છે) ધાકા, મુરશીદાબાદ, પટણા, મોંગીર, જગન્નાથ, ચંદ્રનગર, રાજમહાલ, પ્લાશી, ચિનસૂરા, કાશીમબજાર, દીનાપૂર, ગયા, વીગેરે.

**મુખ્યવન**—સુંદરવન (એ ગંગાનદીનો ડેલ્ટા છે ને ત્યાંની હવા સરદ છે,)

**મુખ્યદેશીરાજ**—૧ સિકિમ, ૨ કુચબહાર, ૩ ટીપરા, દરભંગા, વગેરે

## १२ आसामनोमुलक.

**મુખ્યનદી**—૧ બ્રહ્મપુત્ર તથા ૨ સૂરમા.

**મુખ્યશેહેર**—ગૌહત્તી, એ રાજધાની છે તેમાં ચીફ કમીશ્નર રહે છે.

**મુખ્યદેશીરાજ**—ચેરાપુંજી, ત્યાં દુનિઆના બધા ભાગ કરતાં વરસાદ વધારે પડે છે.

## १३ स्वतंत्र पहाडी देशी संस्थानो.

**બે છે. ૧ નેપાળ અને ૨ ભૂતાન.**

**૧ નેપાળ મુખ્યપર્વત—હિમાલયનાં શિખરો, (એવરેસ્ટ કે ગૌરીશંકર ને ધવલગીરી, એ શિખરો બીજા બધા પર્વતો કરતાં ઊંચાં છે.)**

**મુખ્યશહેર**—ખંટમડુમાં, મહારાજા રહે છે.

**૨ ભૂતાન મુખ્ય શહેરે**—ટચાસીટયુટન એ રાજધાની છે.

## ૧૪ स्वतंत्र परदेशी संस्थानो.

એ છે; ૧ પોર્તુગીઝ કે ફિરંગીનાં, અને ૨ ફ્રેન્ચનાં.

**૧ પોર્તુગીઝ કે ફિરંગીનાં**—૧ દીવ, ૨ દમણ, ૩ ગોવા. તેમાં જે લુંગોવા રાજધાની છે, ને તેમાં તેમના તરફનો ગવર્નર રહે છે.

**૨ ફ્રેન્ચ લોકોનાં સંસ્થાનો**—૧ ચંદ્રનગર, ૨ યાનાન, ૩ કારીકલ, ૪ માહી, અને ૫ પોંડીશરી. એ છેલું મુખ્ય શહેર છે તેમાં તેગના તરફનો ગવર્નર રહે છે.

જંજીરા, તથા જાફરાબાદ એ હબશીનાં સંસ્થાનો છે.

ઇતિ

## પ્રકરણ ૩ જું.

**મુખ્ય પર્વતો**—૧ હિમાલય, શિવાલિક, સાતપૂડો, વિંધ્યાચળ, પૂર્વઘાટ, પશ્ચિમઘાટ (સહ્યાદ્રી), કારાકોરમ, સુલેહમાન, અરવલી, આબુ, કૈમૂર, ગિરનાર, ગીરપર્વત, મીઠાના ડુંગર, મહાદેવના ડુંગર, નીલગીરી, વગેરે.

**મુખ્ય હિમાલયનાં શિખરો**—એવરેસ્ટ (ગૌરીશંકર ધવલગીરી. કાંચનગંગા, ચામલારી, ગંગોત્રી, જમ્નોત્રી, કૈલાશ વગેરે.

**મુખ્ય નદીઓ**—તેના મૂળ, મુખ, શાખા **તથા હેરો તેપરનાં શેહેરો.**

૧ **બ્રહ્મપુત્ર**—એ ટિબેટમાં માનસરોવરમાંથી નીકળી બંગાળી ઉપસાગરને મળે છે, **એની શાખા** સૂરમા. **તેપરનાં શેહેરો** તેજપૂર, ગોહત્તી, નવાગામ, ધાકા, ગોવલપરા, દરંગ, રંગમતી, જમાલપૂર વગેરે.

૨ **સિંધુ**—એ ટિબેટમાં હિમાલયમાંથી નીકળી અરબીસમુદ્રને મળે છે. એની **શાખાઓ** કાબુલ, જેલમ, બીઆ, રવિ, ચીનાબ, સતલજ; **તેપરનાં શેહેરો** લેહ, અટક, કાલાબાગ; ડેરાઈસ્માલખાન, ડેરાગ.જીખાન, મિટનકોટ, શિરાડપૂર, સક્કર, બક્કર, રોરી, સેવાન, હાલા, હૈદ્રાબાદ, ઠઠ્ઠા, કરાંચી, મીઆણી, કોટ્રી, વગેરે.

૩ **ગંગા**—એ ગઢવાલમાં હિમાલયના ગંગોત્રી શિખરમાંથી ઉત્પન્ન થઈ બંગાળી ઉપસાગરને મળે છે, **એની શાખાઓ** જમનાં, શોહી, ગંડકી, ગોગ્રા, રામગંગા, કૌશકી, ગોમતી, બ્રહ્મપુત્ર, રૂપનારાયણ. કુશી વગેરે. **હુગલી ને ભાગીરથી તેમાંથી નીકળી દરીઆમાં જાય છે. તેપરનાં**

**શેહેરો** બદ્રીનાથ, શ્રીનગર, હરિદ્વાર, ગિરત, ફરૂકાબાદ, કનોજ, કાનપૂર, ફતેહપૂર, અલાહબાદ, મિરજાપૂર, કાશી, ગાજીપૂર, ચુનાર, બકશાર, પટણા, દીનાપૂર, મોંગીર, ભાગલપૂર, રાજમહાલ, મુરશિદાબાદ વગેરે.

**૪ જમના**—એ હિમાલયના જન્મોત્રીજ શિખરમાંથી નીકળી અલાહબાદ આગળ ગંગાને મળે છે, તેની **શાખાઓ** ચંબલ, સિંધ, બતવા **તેપરનાં શેહેરો** સહરાણપૂર, કર્નાલ, પાણીપત, દિલ્હી, મુજફરનગર, મથુરાં, આગ્રા, કાલ્પી, ઈટાવા, અલાહબાદ, હમીરપૂર વગેરે

**૫ મહાનદી**—એ મધ્ય પ્રાંતમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે, તે ઉપર, સંબલપૂર, ને કટક શેહેરો છે.

**૬ હે ગોદાવરી**—એ નાશિક પાસે સંહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે, એની **શાખાઓ** પૂર્ણા, માંજરા, વર્ધા, પ્રાણહિતા, પેનગંગા, ને વાઈનગંગા છે, તેપરનાં **શેહેરો**, નાશિક, પૈઠણ, રાજમહેંદ્રી, **થાનાન, વગેરે.**

**૭ કૃષ્ણા**—એ મહાબળેશ્વર પાસે સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે. એની **શા-**

**ખાઓ** વારણા, ભીમા, તુંગભદ્રા, મલપ્રભા, ઘટપ્રભા, ને મૂસી છે. (નીરા, ને સીના, એ બે ભીમાની શાખા છે. તેપરનાં શેહેરો વાઈ, કનહાડ, ને મચ્છલીપટ્ટન છે.

**૮ કાવેરી**—એ કુર્ગ પાસે સહ્યાંદ્રિ પર્વતમાંથી નીકળી બંગાળી ઉપસાગરને મળે છે. એ નદી બહુ મુખે સમુદ્રને મળે છે તેમાંના મોટા મુખનું નામ કોલેરૂન છે. તેપરનાં શેહેરો શ્રીરંગપટ્ટન, ત્રીંચીનાપલ્લી, ને ત્રાંકવીબારછે.

**નર્મદા**—એ અમરકંટક પાસે સાતપૂડા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તે ઉપરનાં **શેહેરો** જબલપૂર, હુસંગાબાદ, નિમાડ મંડળેશ્વર, ચાંણોદ, કન્યાળી, નાંદોદ, ભરૂચ, વગેરે.

**૧૦ તાપી**—એ સાતપૂડા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તેપરનાં **શેહેરો** બુરાણપૂર, સૂરત, ઈલીચપૂર, રાંદેર, વગેરે.

**૧૧ મહી**—માળવાના ડુંગરમાંથી નીકળી, ખંભાતનાં અખાતને મળે છે. તેપરનાં શેહેરો લૂણાવાડા, ખંભાત વગેરે.

**૧૨ સાબરમતી**—રજપૂત સંસ્થાનમાંથી નીકળી,

ખંભાતના અખાતને મળે છે. તેપરનાં **શેહેરે** અમદાવાદ, સાદ્રા, વગેરે.

**૧૩ ભાદર**—એ મવાવન ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. તેની **શાખાઓ** ઓ જાત, ઉબેણ, મોજ વગેરે તેપરનાં **શેહેરે** જસદણે, જેતપર, ધોરાજી, કુંતીઆણા, નવીબંદર વગેરે.

એ શિવાય પનેર, પન્નાર, પુલ્લાર, દાઢર, સરસ્વતી, બનાશ, મચ્છુ, શેત્રુંજી, આજી, વગેરે નદીઓ છે.

**પૂર્વકાંઠાપરનાં બંદરે.**

૧ ચિત્તાગોંગ, ૨ કલકત્તા, ૩ મતલાહ, ૪ કટક, ૫ જગન્નાથ, ૬ મંજામ, ૭ વિસાગપટ્ટણ, ૮ મચ્છલી, ૯ પટ્ટણ ૧૦ પોંડીચેરી, ૧૧ પોર્ટોનોવો, ૧૨ ટ્રાંકવીબાર, ૧૩ કારીકલ, ૧૪ તુતીકુંડી ૧૫ આલપલ્લી, વગેરે.

**પશ્ચિમ કાંઠાપરનાં બંદરે.**

૧ કરાંચી, ૨ શાહબંદર, ૭ લખપત, ૪ માંડવી, ૫ જોડીઆ, ૬ દ્વારકાં ૭ પોરબંદર, ૮ વેરાવળ, ૯ જાફરાબાદ, ૧૦ ઘોઘા, ૧૧ ભાવનગર, ૧૨ ધોલેરા, ૧૩ ખંભાત, ૧૪ ભરૂચ, ૧૫ સુરત, ૧૬ દમણ, ૧૬ વસાઈ ૧૮ મુંબઈ, ૧૯ રાજાપૂર, ૨૦ રત્નાગીરી ૨૧ વિજયદુર્ગ

૨૨ કારવાડ, ૨૩ હોનાવર, મેંગલૂર, ૨૫ કાનાનોર, ૨૬ માહી, ૨૭ કાલીકોટ ૨૮ બેપૂરે, ૨૯ કોચીન, વગેરે.

**જાત્રાનાં સ્થળો.**

દ્વારિકાં, બદ્રીનાથ, જગન્નાથ, ને રામનાથ, (એ ચારે ચાર દિશાનાં ધામ કહેવાય છે;) પ્રભાસપાટણ, ગિરનાર, ચાણોદ કન્યાળી, નાશિક, (પંચવટી) પંઢરપૂર, ગયા, પ્રયાગ, કાશી, મથુરાં, અયોધ્યા, કેદારનાથ, પૂષ્કરજી, ને શેત્રુંજો વગેરે તેમાં છેલ્લું શ્રાવકોનું છે.

**હવા લેવાનાં સ્થળો.**

સિમલા, (ત્યાં ગવરનર જનરલ હવા લેવા જાય છે) મરી (જલમ પાસે છે)દાર્જીલીંગ, આબુ, માથેરાન, નીલગિરી, મહાબળેશ્વર, (મુંબઈનો ગવર્નર હવા લેવા જાય છે) ડાંડીગાલ, કાશ્મિર, પુરંદર, ખંડાળા, ઉતકમંડ, ડુંગાર, હજારીબાગ, વગેરે બધાં સ્થળોમાંથી જેને સ્થળ યુરાપિઅન અમલદારોને લગતું હોય છે તેઓ ત્યાં ત્યાં ઉનાળામાં હવા લેવા જાય છે.

**વખણાયલી ચીજોવાળાં ગામો વિષે.**

**કાશ્મીર—સાલ.**

**પંજાબ**—સાલમ.

**વિકાનેર**—સાંદણી.

**મારવાડ**—ઊંટ તથા આરશપાહાણ.

**જયપૂર**—શહેરની બાંધણી, રત્ન, તથા ચિત્ર.

**શિરોહી**—તલવાર.

**સૂરત**—બરશી.

**રતલામ** }
**માળવા** } અફીણ.

**કાઠીયાવાડ**—કાંબી.

**ઝાલાવાડ**—ઝુમણાં.

**પાટણ**—પટોળાં, સાડીઓ, સૂડીઓ ને માટીના વાસણ.

**પાટડી**—વડાગરૂં મીઠું.

**આલસુબા**—લોઢાની છરીઓ.

**કપડવંજ**—કાચ, સાબુ.

**પેંઠ**—પાઘડી.

**બુરાનપુર** }
**કાશી** } સેલાં.

**કચ્છ**—ઘોડા, સોનેરી ભરત, હીરનું મોચી ભરત, તથા ઉંચી જાતનું રૂપેરી કામ.

કુંદાપુર }
મેંગલુર } સોપારી.

અમદાવાદ—રેશમી કાપડ. કિનખાબ. મશરૂ.

વરાડ }
કાણીગંજ } કોયલા.

ગોવલકંડા—હીરા.

લંકા—હાથી, હાથીદાંત, મોતી. તેજાનો.

નુતીકુંડી—મોતી.

ધારવાડ }
ધોલેરા } રૂ.
ખાંડવા }

ભાલ—ઘઉં.

જામનગર—કુંક, તથા મોતી.

પુના }
નાશિક }
શિહોર } તાંબા પીતળનાં વાસણ.
કાશી }

પુના }
ચોરવાડ } નાગરવેલના પાન.

બંગાળા—ખાંડ.

ખંભાત—સૂત્રહેણી, અકીકના પથ્થર.

પેથાપુર—સાડી, બંદુક.

**નાગપુર**—ધોતીજોટા.

**મલબાર**—સાગ, સોપારી, ચોખા.

**પટણા**—રેશમીકાપડ, અફીણ.

**મથુરાં**—પેંડા.

**ઢાકા**—મલગલ.

## प्रख्यात शेहेरो विषे.

**કલકત્તા**—હાલની રાજધાની હુગલી નદી ઉપર છે;

**દિલ્હી**—અસલ રાજધાની જમના નદી ઉપર છે.

**આગ્રા**—મુગલાઈ પાદશાહોની રાજધાની, એમાં અકબર બાદશાહની કબર તથા સાહજાં બાદશાહની બેગમનો મમતાજ મહેલ છે.

**અમરકોટ**—અકબર બાદશાહનો જન્મ.

**શિવનેરીગઢ**—મહાન શિવાજીનો જન્મ.

**કેરલદેશ**—(કાનડા) મહાત્મા શંકરાચાર્યજીનો જન્મ.

**અમૃતસર**—(અંબરસર) મહાત્માના નક સાહેબનું નામ.

**દ્વારિકા**—કૃષ્ણની રાજધાની.

**અયોધ્યા**—રામચંદ્રજીની રાજધાની ગોગ્રા નદીને કાંઠે છે.

**મુંબઇ**—ભરતખંડમાં હાલ સરવથી સરસ શેહેર છે.

**પુણા**—પેશ્વાની રાજધાની મૂળામીઠા નદીને કાંડે છે.

**સતારા**—મરેઠાઓની રાજગાદી.

**વડોદરા**—હાલ ગાયકવાડની રાજધાની. વિશ્વામિત્રી નદીને કાંઠે છે.

**પેઠણ**—એમાં થએલા શાલીવાહનના નામથી શક ચાલે છે.

**ઉદેપુર**—ત્યાંના રાજા સર્વથી ઉંચા કુળના સાસોદીઆ રજપૂત કહેવાય છે. ને તે પ્રખ્યાત સૂર્ય વંશી રામચંદ્રજીના વંશના છે.

**પાટણા**—(પાટલીપૂત્ર) એ અસલ મગધ દેશ (બહાર)ની રાજધાની ગણાતું એમાં બુધ થઈ ગયો છે. જરાસંધ, નવનંદ, ચંદ્રગુપ્ત, તથા અશોક વગેરે રાજા પણ એમાં થઈ ગયા છે.



# નકશામાં પૂછવાના પરચૂરણ સવાલો.

| નામ | ક્યાં છે. | નામ | ક્યાં છે. |
|---|---|---|---|
| જેકબાબાદ | સિંધ | પટણા | બંગાળા |
| નારાણસર | કચ્છ | ગૌહત્તી | આસામ |
| નાશક | મહારાષ્ટ્ર | ટાસુટપુડન | ભૂતાન |
| દ્વારિકાં | કાઠીઆવાડ | સિંધુનદી | પશ્ચિમસીમાડે |
| ગંજમ | ઉત્તર સરકાર | મહાનદિ | મધ્યપ્રાંત તથા ઓઢીઆ |
| રાયધનપૂર | ગુજરાત | | |
| કર્નુલ | કર્ણાટક | દામોદાનદિ | મધ્યપ્રાંત તથા ઓઢીઆ |
| ધુલિઆ | ખાનદેશ | | |
| માહી. | મલબાર | સાતપૂડાપર્વત | નર્મદાની દક્ષિણે |
| હૈદ્રાબાદ | નિઝામ તથાસિંધ | ચિલકાસરોવર | ઓઢીઆ |
| બેંગલોર | કાનડા | સક્કર | સિંધ |
| ત્રીવેંદરં | ત્રાવણકોર | પાલનપૂર | ગુજરાત |
| આકોલા | વરાડ | ભૂજ | કચ્છ |
| અલવડ | રજપૂતસ્થાન | જલગાંવ | ખાનદેશ |
| આસીરગઢ | મધ્યપ્રાંત | પોરબંદર | કાઠીઆવાડ |
| કલિંજર | બુંદેલખંડ | મ થેરાન | મહારાષ્ટ્ર |
| જમ્નોત્રી | વાયવ્યપ્રાંત | યાનાન | ઉત્તરસરકાર |
| સીતાપુર | અયોધ્યા | બલારી | કર્ણાટક |
| પેશાવર | પંજાબ | બેપુર | મલબાર |
| કાશ્મીર | કાશ્મીર | કોચી | ત્રાવણકોર |
| ગયા | બંગાળા | બેંગલુર | મ્હૈસુર |
| અટક | પંજાબ | અમરાબાદ | નિઝામ |
| શ્રીનગર | કાશ્મીર . | ધોળપૂર | રજપૂતસંસ્થા |

| | | | |
|---|---|---|---|
| અમરાવતી | વરાડ | બદ્રીનાથ. | વાયવ્યપ્રાંત |
| તેહરી | બુદેલખંડ | લખનોર. | અયોધ્યા. |
| બુરાનપુર. | મધ્યપ્રાંત | ડેરાઈસ્માલખાન. | પંજાબ. |
| કેદારનાથ. | વાયવ્યપ્રાંત. | લાડક. | કાશ્મીર |
| રાયબરેલી | અયોધ્યાય. | ભાગલપુર. | બંગાળા |
| કાળાબાગ | પંજાબ. | જમનાનદિ | વાયવ્યપ્રાંત |
| મોંગીર | બહાર | મણીપુર | બંગાળાની પુર્વે |
| જામુ | કાશ્મીર | શોણનદિ | રેવા,બહાર |
| સિકિમ | નેપાળનીપૂર્વે | અમરકંટક | મધ્યપ્રાંત |
| ગોઘ્રાનદિ | અયોધ્યા | રાવણહ્રદસરોવર | ટિબેટ |
| ગંગાનદિ | વાયવ્યપ્રાંત, બં-ગાળા | અંજાર | કચ્છ. |
| | | સાદરા | ગુજરાત. |
| વિંધ્યાચળપર્વત | નર્મદાનીઉત્તરે | દીવબેટ | કાઠિઆવાડ |
| માનસરોવર | તિબેટ | ચાંડવડ | ખાનદેશ |
| બક્કર | સિંધ | ગંતુરડ | ઉત્તર સરકાર |
| વેરાવળ | કાઠીઆવાડ | ખડકી | મહારાષ્ટ્ર. |
| માંડવી | કચ્છ | કડપા | કર્ણાટક. |
| ઈડર | ગુજરાત | તેલિચરી | મલબાર. |
| મચ્છલીપટ્ટણ | ઉત્તરસરકાર | નદીદુર્ગ | મ્હૈસુર. |
| માલેગાંવ | ખાનદેશ | જબલપુર | મધ્યપ્રાંત. |
| ગુત્તી | કર્ણાટક | અકલકોટ | નિઝામ. |
| ખંડાળે | મહારાષ્ટ્ર | ઝાંસી | રજપુતસંસ્થાન. |
| કાલીકોટ | મલબાર | હરીદ્વાર | વાયવ્યપ્રાંત |
| કેપકન્યાકુમારી | ત્રાવણકોર | કનોજ | અયોધ્યા |
| તુમકુર | મ્હૈસુર | ડેરાગાજીખાન | પંજાબ |
| નરસિંહપુર | મધ્યપ્રાંત | હાનલી | કાશ્મિર |
| ગુલબરગા | નિઝામ | મુરસીદાબાદ | બંગાળા |
| ગ્વાલીયર | રજપુતસંસ્થાન | ગોમતીનદી | અયોધ્યા |
| છત્રપુર. | બુદેલખંડ | અરવલીડુંગર | રજપૂતસ્થાન |

| | | | |
|---|---|---|---|
| ગંડકીનદિ | અયોધ્યા | મદ્રાસ | કર્ણાટક |
| પાલીટકસરોવર | ટિબેટ | સીમુગા | મ્હૈસુર |
| કોટ્રી | સિંધ | દમોહ | મધ્યપ્રાંત |
| સોમનાથ | કાઠીઆવાડ | બેદર | નિઝામ |
| મુંદ્રા | કચ્છ | ભોપાલ | રજપૂતસંસ્થાન |
| કડી | ગુજરાત | મુજફ્ફરનગર | વાવ્યપ્રાંત |
| રાજમહેન્દ્રી | ઉત્તરસરકાર | લાહોર | પંજાબ |
| પુરંદર | મહારાષ્ટ્ર | ફરીદપુર | બંગાળા |
| નેલુર | કર્ણાટક | ચંબલનદિ | રજપૂતસંસ્થાન |
| કાનાનોર | મલબાર | સુવર્ણરેખાનદિ | ઓઢીઆ |
| સાગર | મધ્યપ્રાંત | હિમાલયપર્વત | ઉત્તરસરહદે |
| બેડરનૂર | મ્હૈસુર | સુંદરવન | ગંગાનામુખઆગળ |
| ચંદેરી | રજપૂતસંસ્થાન | ઠઠ્ઠા | સિંધ |
| કલ્યાણી | નિઝામ | જુનાગઢ | કાઠીઆવાડ |
| રામનગર | વાયવ્યપ્રાંત | મચાઉ | કચ્છ |
| ઔધ | અયોધ્યા | મહાબળેશ્વર | મહારાષ્ટ્ર |
| મુલતાન | પંજાબ | અમદાવાદ | ગુજરાત |
| પ્લાશી | બંગાળા | કાંચીવરમ | કર્ણાટક |
| કુશીનદિ | નેપાળ | હરીહર | મ્હૈસુર |
| સૂરમાનદિ | આસામ | વરંગુળ | નિઝામ |
| સૈનદિ | અયોધ્યા | રાયપુર | મધ્યપ્રાંત |
| આબુપર્વત | રજપુતસંસ્થાન | સીહોર | રજપૂતસંસ્થાન |
| પાનીપત | દિલ્લીપાસે | મિરત | વાયવ્યપ્રાંત |
| કરાંચી | સિંધ | ફીરોજપુર | પંજાબ |
| પાલીટાણા | કાઠિઆવાડ | ઢાકા | બંગાળા |
| ભદ્રેસર | કચ્છ | સિંધનદિ | રજપૂતસંસ્થાન |
| લૂણાવાડા | ગુજરાત | ગોદાવરીનદિ | દક્ષિણ |
| ભોર | મહારાષ્ટ્ર | સિવાલિકપહાડ | હિમાલયનીદક્ષિણે |
| વિજયનગર | ઉત્તરસરકાર | કુમાઉનપ્રાંત | વાયવ્યપ્રાંત |

| | | | |
|---|---|---|---|
| ઉમરકોટ | સિંધ | મેદનીપુર | બંગાળા |
| નવાનગર | કાઠિઆવાડ | હુગળીનદી | બંગાળા |
| રાપર | કચ્છ | ભીમાનદી | દક્ષિણ |
| ખંભાત | ગુજરાત | સુલેમાનપર્વત | પંજાબનીપશ્ચિમે |
| અહમદનગર | મહારાષ્ટ્ર | કોલેરૂન | કાવેરીનુંદક્ષિણમુ- |
| રાયગઢ | ઉત્તરસરકાર | | ખ |
| ચિંગલપટ | કર્ણાટક | કોઠારા | કચ્છ |
| ચિત્રદુર્ગ | મહીસુર | ખેડા | ગુજરાત |
| રાયગઢ | નિઝામ | ધ્રાંગધ્રા | કાઠીઆવાડ |
| બીલાસપુર | મધ્યપ્રાંત | ફલટન | મહારાષ્ટ્ર |
| હુસંગાબાદ | રજપૂતસંસ્થાન | પોર્ટોનોવો | કર્ણાટક |
| મુરારાબાદ | વાયવ્યપ્રાંત | ઝાલના | નિઝામ |
| પટીઆલા | પંજાબ | ચંદા | મધ્યપ્રાંત |
| કલકત્તા | બંગાળા | ઈંદુર | માળવા |
| બતવાનદિ | રજપૂતસંસ્થાન | મથુરાં | વાયવ્યપ્રાંત |
| નીરાનદિ | દક્ષિણ | ઉજ્જની | માળવા |
| હાલાપર્વત | સિંધનીપશ્ચિમે | અંબાલે | પંજાબ |
| ગઢવાળ | ગંગાનામૂળઆ-- | ચંદ્રનગર | બંગાળા |
| | ગળ | વૈતરણીનદિ | ઓઢીઆ |
| વણીઆ | કચ્છ | સીનાનદિ | દક્ષિણ |
| રાજકોટ | કાઠીઆવાડ | કૈમૂરનાડુંગર | રેવા |
| ધોલેરા | ગુજરાત | મનારતોઆખાત | હિંદનેલંકાવચ્ચે |
| સતારા | મહારાષ્ટ્ર | તેરા | કચ્છ |
| પોંડીચેરી | કર્ણાટક | આણંદ | ગુજરાત |
| મર્કારા | કુર્ગ | ધોરાજી | કાઠિઆવાડ |
| નાંદેર | નિઝામ | ઔંઢ | મહારાષ્ટ્ર |
| સંબલપુર | મધ્યપ્રાંત | ત્રાંકવીબાર | કર્ણાટક |
| રામપુર | વાયવ્યપ્રાંત | દોલતાબાદ | નિઝામ |
| ફેરેઝુલ | પંજાબ | હીંગણઘાટ | મધ્યપ્રાંત |

| | | | |
|---|---|---|---|
| ધારાનગરી | માળવા | ચાલીશગાવ | નિઝામ |
| આગ્રા | વાયવ્યપ્રાંત | કાંપટી | મધ્યપ્રાંત |
| સીમલા | પંજાબ | વાંસવાડા | રજપૂતસંસ્થાન |
| ચિનસુરા | બંગાળા | પ્રયાગ | ગંગાજમનાનાસ |
| માંજરાનદિ | દક્ષિણ | | ગમપર |
| મૂળામીઠાનદિ | પુણાપાસે | ઈટાવા | વાયવ્યપ્રાંત |
| પાલનીડુંગર | નીલગીરીનીદક્ષિ- | જાલંધર | પંજાબ |
| | ણે | હજારીબાગ | બંગાળા |
| નીકોબાંરબેટ | બંગાળીઉપસાગર | પેનગંગાનદિ | દક્ષિણ |
| જખૌ | કચ્છ | લુણીનદિ | રેતીનુંરણ |
| બારીઆ | ગુજરાત | સહ્યાદ્રિપર્વત | દક્ષિણનીપશ્ચિમે |
| ભાવનગર | કાઠીઆવાડ | લક્ષદ્વીપ | હિંદીમહાસાગર |
| પંઢળપૂર | મહારાષ્ટ્ર | સાબરસરોવર | રજપૂતસંસ્થાન |
| નીગાપટ્ટન | કર્ણાટક | વઢવાણ | કાઠિઆવાડ |
| વેરૂલ | નિઝામ | ચાણોદકરનાળી | નર્મદાકાંઠે |
| નાગપુર | મધ્યપ્રાંત | | |
| રતલામ | રજપૂતસંસ્થાન | જીંદ | મહારાષ્ટ્ર |
| દિલ્લી | વાયવ્યપ્રાંત | રામનાથ | કર્ણાટક |
| લુધ્યાના | પંજાબ | અજન્ટા | કર્ણાટક |
| રાણીગંજ | બંગાળા | પ્રતાપગઢ | રજપૂતસંસ્થાન |
| વાઈનગંગાનદિ | દક્ષિણ | ફરૂકાબાદ | વાયવ્યપ્રાંત |
| વિશ્વામિત્રનદિ | વડોદરાપાસે | અમૃતસર | પંજાબ |
| ક્ષિપ્રાનદિ | ઉજ્જયનીપાસે | કુચબહાર | બંગાળા |
| પુર્વઘાટડુંગર | દક્ષિણનીપૂર્વે | કૃષ્ણાનદિ | દક્ષિણ |
| આંદમાનબેટ | બંગાળીઉપસાગર | ઢાઢરનદિ | ગુજરાત |
| લીમડી | કાઠિઆવાડ | બરડાડુંગર | કાઠિઆવાડ |
| સોલાપુર | મહારાષ્ટ્ર | માલદ્વીપ | હિંદીમહાસાગર |
| વડોદરા | ગુજરાત | મચંરસરોવર | સિંધ |
| પુંતીકુંડી | કર્ણાટક | મોરબી | કાઠિઆવાડ |

| | | | |
|---|---|---|---|
| રાજપીપલા | ગુજરાત | કાવેરીનદી | દક્ષિણ |
| સાંગલી | મહારાષ્ટ્ર | મહીનદિ | ગુજરાત |
| મધુરા | કર્ણાટક | સેત્રુંજેપર્વત | કાઠિઆવાડ |
| આસઈ | નિઝામ | લુનારસરોવર | વરાડ |
| ડોંગરપર | રજપૂતસ્થાન | સુરત | તાપીઉપર |
| કાનપુર | વાયવ્યપ્રાંત | જમખીંડી | મહારાષ્ટ્ર |
| રાવલપીંડી | પંજાબ | સેલમ | કર્ણાટક |
| રંગપુર | બંગાળા | અજમેર | રજપૂતસંસ્થાન |
| રાજમહાલ | બંગાળા | કાશી | ગંગાપર |
| વારણાનદિ | દક્ષિણ | સાબરમતિનદિ | ગુજરાત |
| તાપીનદિ | સાતપૂડાનીદક્ષિણે | કાબુલનદિ | સિંધુનિશાખા |
| ગિરનારપર્વત | કાઠિઆવાડ | ચિત્તાગોંગડુંગર | આરાકાન |
| ઈરાવતીનદિ | બ્રહ્મદેશ | વુલરસરોવર | કાશ્મિર |
| કોલરસરોવર | ઉત્તરસરકાર | નવસારી | ગુજરાત |
| સુકલતીર્થ | નર્મદાકાંઠે | મુધોડી | મહારાષ્ટ્ર |
| ડીંડીગલ | કર્ણાટક | વેલુર | કર્ણાટક |
| મીરજ | મહારાષ્ટ્ર | પાલી | રજપૂતસંસ્થાન |
| ઉદેપુર | રજપૂતસંસ્થાન | મીરજાપુર | વાયવ્યપ્રાત |
| કાલ્પી | વાયવ્યપ્રાંત | સરસ્વતીનદિ | પાલણપુર |
| તુંગભદ્રાનદિ | દક્ષિણ | ટિપરાહડુંગર | બંગાળાં |
| નર્મદાનદિ | વિંધ્યચળનીદક્ષિ-ણે | વાંસદા | ગુજરાત |
| | | સાંવતવાડી | મહારાષ્ટ્ર |
| ગીરપર્વત | કાઠિઆવાડ | અર્કાટ | કર્ણાટક. |
| પુલીકટસરોવર | કર્ણાટક | કીશનગઢ | રજપુતસંસ્થાન |
| ભરૂચ | નર્મદાપર | ચુનારગઢ | વાયવ્યપ્રાત |
| કોલાપુર | મહારાષ્ટ્ર | બનાસનદી | પાલણપુર |
| કોઈમ્બતુર | કર્ણાટક | ખાસ્યાડુંગર | આસામ |
| શિરોહી | રજપૂતસંસ્થાન | સચીન | ગુજરાત |
| હમીરપર | વાયવ્યપ્રાંત | બેલગામ | મહારાષ્ટ્ર |

| | | | |
|---|---|---|---|
| તંજાવર | કર્ણાટક | ચામલારી | હિમાલય,ભૂતાન |
| નસીરાબાદ | રજપૂતસંસ્થાન | હોનાવર | મહારાષ્ટ્ર |
| પનેરનદિ | દક્ષિણ | ટોંક | રજપૂતસંસ્થાન |
| ગારોડુંગર | આસામ | સેત્રુંજીનદિ | કાઠિયાવવાડ |
| ધરમપુર | ગુજરાત | એવરેષ્ટ | હિમાલય,નેપાળ |
| ત્રીચીનાપલ્લી | કર્ણાટક | કારવાડ | મહારાષ્ટ્ર |
| રામદુર્ગ | મહારાષ્ટ્ર | કોટા | રજપૂતસંસ્થાન |
| જયપૂર | રજપૂતસંસ્થાન | ગોવે | કોંકણ |
| પનારનદિ | કર્ણાટક | બુંડી | રજપૂતસંસ્થાન |
| કાચનગંગા | હિમાલય | રત્નાગિરી | કોંકણ |
| ધારવાડ | મહારાષ્ટ્ર | વિકાનેર | રજપૂતસંસ્થાન |
| કિરોલી | રજપૂતસંસ્તાન | જંજીરા | કોંકણ |
| ગાજીપુર | વાયવ્યપ્રાંત | જેસલમેર | રેતીનુંરણ |
| પુલારનદી | કર્ણાટક | અલીબાગ | કોંકણ |
| ધવલગીરી | હિમાલય,નેપાળ, | મુંબાઈ | કોંકણ |
| સાવનૂર | મહારાષ્ટ્ર | લંકાબેટ | હિંદનીદક્ષિણે |
| મંહેશ્વર | રજપૂતસંસ્થાન | પુણા | મહારાષ્ટ્ર |
| ખક્ષાર | વાયવ્યપ્રાંત | સાષ્ટીબેટ | કોંકણ |
| ભાદરનદિ | કાઠિઆવાડ | વસાઈબેટ | કોંકણ |



# જાહેર ખબર.



અમારી દુકાનેથી નિશાળમાં ચાલતી સર્વે પ્રકારની ચોપડીઓ તથા વારતા, નાટક ગુજરાતી, અને ઈંગ્લીશ ડીક્ષનેરી, અરેબીયન નાઈટસમાંની સિન્દબાદ ખલાસીની વાર્તા. અને ઓબીડીની વાર્તા, વીગેરે ઉપયોગી ચોપડીઓ રોકડી કીંમતે વેચાતી મળશે; માટે જેને જરૂર હોય તેમણે નીચેને સરનામે લખવું. મંગાવનારને ફાયદો થાય તેવી સગવડથી મોકલવામાં આવશે. નવાં પ્રગટ થતાં પુસ્તકો એજંટ થઈ વેચી આપશું; જેની ઈચ્છા હોય તેણે પત્ર લખી વધારે ખુલાસો કરવો, જથાબંધ રાખનારને યોગ્ય કમીશન આપવામાં આવશે.

પાંડે જેસીંગ રતનચંદ.

ઠેકાણું અમદાવાદ ઝવેરીવાડો.

ભગવાનજી તથા કુંવરજી ભોજક

પુસ્તકો વેચનાર. કચ્છ—મુંદ્રા.

## જાહેર ખબર.



હું નીચે સહી કરનાર સરવે દેશાવરવાળા લોકોને વીનંતી કરૂંછું કે અમારી તરફથી ચોપડીઓ સેંકડે દસ ટકા કમીશન લેઈ સારી રીતે અને ફાયદા પડતે છપાવી આપવામાં આવે છે જે સદ્ગ્રહસ્થોને છપાવવાની ગરજી હોય તેમણે પત્ર દ્વારાએ લખી જણાવવું ને તેથી વધારે ખુલાસા મળશે. એજ.

**પાંડે જેસીગ રતનચંદ.**

**ઠે. ઝવેરીવાડે નીશાપોળમાં.**

**મુ. અમદાવાદ.**

આ ચોપડી તા. ગુજરાતી ત્રીજી ચોપડીના અર્થ ઘણે સરતે ભાવે નીચેના ઠેકાણેથી મળશે.

**નળીઆ**—રા.ભવાનીશંકર મોરારજી ઠે.ગોકળદાસ તેજપાળની ગુજરાતી નીશાળમાં.

**મુંદ્રા**—પુસ્તક વેચનાર ભોજક. ભગવાનજી કુંવરજી.

**માંડવી**—રા. ભોજક. દેવજી કુંવરજી શેઠ. ગોકળદાસ તેજપાળની ઇંગ્રેજી સ્કુલમાં માસ્તર પાસેથી.

**અમદાવાદ**—પાંડે. જેસીગ રતનચંદ ઠે. ઝવેરીવાડે નીશા પોળમા.